શ્રી

શ્રીમાન બરવાની નરેશ મહારાણા શ્રી સર રણજીતસીંહજી

સાહેબ બહાદુર મહારાજાશ્રીત કે. સી. આઈ. ઈ.

# શ્રી આર્યોદય નાટક સમાજ

# દામાજી.

Ref No. 245

## નાટકનાં ગાયનો અને રૂપરેખા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

## બચુભાઈ શીવપ્રસાદ.

માલેક શ્રી આર્યોદય નાટક સમાજ.

આનંદભુવન થીએટર—અમદાવાદ.

આવૃત્તિ પહેલી.

વિ. સં. ૧૯૭૯ સને ૧૯૨૩.

મૂલ્ય ૪ આના.

અમદાવાદ.

શ્રી ગણેશ પ્રી. પ્રેસમાં ત્રીવેદી ઈશ્વરલાલ માણેકલાલે

છાપ્યાં. ઠે. પાંચકુવા રોડ, ચાર રસ્તા.

# પુરૂષ પાત્રો.

વિષ્ણુ—શ્રી પરમાત્મા.

નવાબ—બેદરપુરનો

વજીર—બેદરપુરના નવાબનો

દામાજી—મંગળ વેઢાનો વહીવટદાર

મજમુદાર—દામાજીના હાથ નીચેનો અધિકારી

સંતુ—દામાજીને ત્યાં ઉછરેલો એક અનાથયુવક પાછળથી
સવિતાનો પતી

મીરખાં— } બેદરપુરના સેના નાયકો
મીરજાફર— }

ધનપાળ—મંગળ વેઢાનો નગરશેઠ ( સ્ત્રી વસ્ત્ર શેઠીયો

લાલુ—ધનપાળ શેઠનો નોકર

બાલુ—મજમુદારનો સહાયક

પુરાણી—એક પાખંડી બ્રાહ્મણ

નાસીર—એક સાત્વિકવૃતિનો નેક મુસલમીન.

# સ્ત્રી પાત્રો.

---

**ભક્તિ અને લક્ષ્મી**—વિષ્ણુ પરમાત્માની વિભુતીઓ

**સાવિત્રી**—દામાજીની સ્ત્રી

**સવિતા**—મરહુમ વ્યંકટરાવ નામના ધનાઢ્યની પુત્રી દામાજીની આશ્રીતા અને પાછળથી સંતુની પત્નિ

**મહેરૂન્નિસા**—નાસીરની પત્નિ

**કસ્તુર**—ધનપાળ શેઠની દુરાચારી સ્ત્રી

**ગંગા**—એક દુરાચારી વીધવા.

એ સિવાય સીપાઇઓ, પ્રજાવર્ગ કંગાળો, સાહેલીઓ વારાંગનાઓ દાસ દાસીઓ ગરીબ બાળકો વગેરે.

# દામાજી નાટકનો ટુંકસાર.

## અંક ૧ લો.

નાંદિ—વસ્તુ સુચના.

પ્રથમ દૃસ્ય—કલિયુગ ધર્મ અને ભારતી દેવીનો સંવાદ.

**પ્ર. ૧ લો**—દામાજીનું ઘર ભયંકર દુસ્કાળથી સંસારની થયેલી શોચનિય સ્થીતિ માટે દામાજીના શોકોદ્દગાર અન્નની યાચના કરવા આવેલા અતિથીઓનો યોગ્ય સત્કાર અભ્યાગતોના જવા પછી દામાજી અને સાવીત્રી વચ્ચે સમયોચિત સંવાદ ભોજનની તૈયારી અચાનક અન્ન વગર તરફડતા બાળકોના આર્તનાદ દ્રવાઈ હૃદયનાં દંપતિએ પોતાને માટે પીરસેલાં ભાણાં આવેલાં અનાથ અતિથીઓને આપી સંતોષવાં અનાથ બાળકોનો આશીરવાદ ગરીબોને તૃપ્ત થયેલાં જોઈ ઉદાર દંપતિને થએલો અપૂર્વ આનંદ.

**પ્ર. ૨ જો**—ઓફીસનો એક ભાગ. અકાળે મૃત્યુ પામેલા વ્યંકટરાવની અનાથ પુત્રી અને મિલકતની શું વ્યવસ્થા કરવી એ સંબંધી વાતચીત મજમુદારે એ મિલકત પચાવી જવા દાનતકો સલાહ આપવી અધિકારના મદમાં અંધ બનેલા મજમુદારને દામાજીનો ઉપદેશ દાનતગુ મજમુદારની છુપીગાં વધારો સંતુએ તેમાં કરેલો

ઉમેરા પ્રપંચી મજમુદારે મૌન ધારણ કરવું સંતુ અને દામાજીનું જવું પાછળથી મજમુદારના મનસ્વી વિચાર.

પ્ર. ૩ જો—રસ્તો, પાખંડનું પુતળું, પુરાણી પાખંડનો પાઠ ગોખતા પ્રવેશે છે. એવામાં તેવીજ ભાવનામાં મસ્ત બનેલી બાલાજી પંતે બંધાવેલા મંદીરના પુજારીની વિધવા પુત્રી ગંગા તેને આવી મળે છે. "જૈસેકો તૈસા" એ કહેવતનો અહીં સાક્ષાત્કાર થાય છે બન્ને વચ્ચે પ્રપંચી પ્રેમ વિનોદ. ગંગા પુરાણીને સમજાવી પોતાના મંદીરમાં લઈ જાય છે

પ્ર. ૪ થો—વિષ્ણુ લોક વિષ્ણુ તથા લક્ષ્મીનો શૃંગાર ત્યાર બાદ ભક્તિનું આગમન દામાજીની તેમની પ્રશંસા વિષ્ણુ ભગવાને કસોટી કરવાનું કહેવું ભક્તિનું જવું ત્યાર બાદ લક્ષ્મીની રીસ અને પ્રણય કલહ.

પ્ર. ૫ મો—મજમુદારનું ઘર વ્યંકટરાવની મિલકત હાથ કરવામાં નાસીપાસ થયેલો મજમુદાર સવિતાને પોતાના માગનાં કંટકરૂપ સમજી તેણીનું ખુન કરવા નાસીરને સમજાવે છે. સાત્વિક વૃત્તિનો નાસીર એવા અધમ કૃત્યનો મળતો અધિકાર લેવા ના પાડે છે અને એના એ પાપી કૃત્યને પ્રકાશમાં લાવવાની ધમકી આપે છે. આથી મજમુદાર ગુસ્સે થઈ નાસીરનું ખુન કરવા તૈયાર થાય છે અચાનક સંતુના આગમનથી નાસીર બચી જાય છે.

પ્ર. ૬ ઠો—બંકટરાવનું ભવ્ય મકાન, સવિતા અને સખીઓનો હાસ્ય વિનોદ મજમુદારની સલાહથી સવિતાનું ખુન કરવા આવેલો બાલુ તેઓના પર અચાનક હુમલો કરે છે સંતુને અગાઉથી સંકેતસ્થાનની ખબર પડેલી હોવાથી અચાનક ત્યાં આવી ચડે છે અને સવિતાને બચાવે છે. બાલુ નાસી છુટે છે સંતુ સવિતાનું પ્રથમ પ્રેમ દર્શન સવિતાનું સંતુની સાથે દામાજીને ત્યાં જવું.

પ્ર. ૭ મો—મંદીર. પ્રપંચી પુરાણી · પ્રેમદાઓને પોતાની અર્ધ દગ્ધ ભાષામાં પાખંડ પુરાણના પાઠ ભણાવે છે અને પ્રેમઘેલી પ્રેમલીઓને રાસ રમાડે છે એટલામાં મંદીરના માલીક બાલાજી પંત આવી ચડે છે અને એ બિભસ્ત પ્રકાર જોઇ પાખંડી પુરાણીને પોતાના મંદીરમાંથી પાણીચુ પકડાવી દે છે.

પ્ર. ૮ મો—મંગળવેઢાની બહાર ગરીબોના નિવાસ સ્થાન સંતુની સહાયતાથી બચી ગયેલા નાસીરનો નાશ કરવા મજમુદાર ફરીને નાસીરના મકાનમાં આવે છે અને નાસીરને સતાવે છે. અધિકારનો અવળો ઉપયોગ કરતાં મજમુદારને નાસીરનો ઉપદેશ અત્યાચારીની અધમતા, નાસીરની સમક્ષ તેનાબે બાળકોનો નાશ, નાસીર અને મહેરૂન્નિસાને કેદ કરી લઇ જવા સાથીઓને હુકમ સાથીઓના જવા પછી પ્રજા સમુહનું આવી ચડવું. મજમુદાર પર હુમલો કરવાની તૈયારી દામાજીએ આવી સર્વને શાન્ત પાડવા.

# અંક ૨ જો.

---

પ્ર. ૧ લો—રસ્તો. નાસીરના મજમુદારે કરેલા અત્યાચારીથી ઉશ્કેરાએલી પ્રજા મજમુદારનું અનિષ્ટ કરવાની યોજના ઘડે છે એટલામાં દામાજી આવી સર્વને શાન્ત પાડે છે.

પ્ર. ૨ જો—નવાબનો અન્ન કોઠાર, પ્રજાની ફરીઆદ માટે મજમુદારને દામાજીનો ઠપકો મજમુદારે યુક્તિ પૂર્વક કરેલો બચાવ સંતુ અને મજમુદારે વચ્ચે નાસીર સંબંધી સંવાદ સંતુનું નાસીરની શોધમાં જવું દુષ્કાળ પીડિત કંગાળોનું અન્નની યાચના કરતા આવવું દામાજીના દયાદ્ર હૃદયની કસોટી સમય સુચક મજમુદારે બાદશાહનો અન્ન કોઠાર લુટવાની સલાહ આપવી. પ્રજાએ ઉત્પન્ન કરેલું અન્ન પ્રજાના ઉપયોગમાં લેવામાં ન્યાય સમજનાર દામાજીએ ગરીબો પાસે અન્ન કોઠાર લુટાવવા મજમુદાર સમયનો લાભ લઇ નવાબને ઉલટુ લખી મોકલવા નીશ્ચય કરે છે એટલામાં કેટલાક અશક્ત અભ્યાગતો આવી પોતાને માટે કોઠારમાં અન્ન રહ્યું નથી એમ જણાવે છે. આથી દામાજી પોતાના ઘરમાં હોય છે તેટલું અન્ન તેઓને આપી દે છે છતાં પણ કેટલાક અભ્યાગતો રહી જાય છે આથી દામાજી હતાશ બની વિઠ્ઠલ પાસે અન્ન યાચના કરતાં બેશુદ્ધ થઇ પડી જાય છે ભક્ત વત્સલ પ્રભુ ભક્તની વહારે ચડે છે અનાજનો વરસાદ વરસાવે છે.

પ્ર. ૩ જો—ધનપાળ શેઠનું મકાન. પ્રપંચી પુરાણીના પાખંડની આવંલી ગંગા સાથે શહેરની કેટલીક બાઈઓને નસાડી જવાનો નીચ વિચાર ગંગાની સંમતિ મળતાં ધનપાળ શેઠને ત્યાંજ એકત્ર થવાનું નક્કી કરવું. ધનપાળ અને લાલુના સમજ વગરના ગોટાળાથી પુરાણીની સઘળી પાપમાળી આ તરીકથી ખોળવાઈ ધનપાળ શેઠે લાલુને રજા આપવી સાંપ્રતકાળના કેટલાક અણુજ શેઠીઆઓ માટે લાલુના ઉદ્‌ગાર.

પ્ર. ૪ થો—મજમુદારની ખાનગી ખુનશાળા. કેદી નાસીરને મજમુદારના પક્ષમાં આવવા બાલુ સમજાવે છે નેક મુસલમીનના નીતિ યુક્ત વચનોથી બાલુ દુશ્મન મટી મિત્ર બની જાય છે. અને નાસિરને નાસી જવાની સલાહ આપે છે. નાસીર એવો અન્યાય કરવાની ના પાડે છે એથી બાલુ તેઓને ગુપ્ત સ્થળમાં છુપાવે છે એટલામાં મજમુદાર જલ્લાદ સાથે આવી પહોંચે છે અને નાસીર નાસી જવાના ખબર બાલુ મારફતે સાંભળે છે આવેશમાં આવેલો મજમુદાર બાલુને જ ઠાર કરવાનો જલ્લાદને હુકમ આપી ગુસ્સામાં ચાલ્યો જાય છે પાછળથી સત્ય હકીકત જાહેર થતાં જલ્લાદ વેરી આવેલો સંતુ સર્વને જોડાવી પસાર થાય છે.

પ્ર. ૫ મો—સંતુ સવિતાનો હાસ્ય વિનોદ શયનની તૈયારી અચાનક મજમુદાર ત્યાં આવીને બન્નેને બેશુદ્ધ બનાવી ઉપાડી જાયછે.

પ્ર. ૬ ઠો—ધનપાળ શેઠનું મકાન ખીડકી પુરાણી અગાડીથી

કરેલા સંકેત મુજબ ધનપાળ શેઠના ઘરમાં છુપાએલી પ્રેમઘેલી પ્રેમદાઓને લઈ સદાને માટે મંગળવેઢાનો પરિત્યાગ કરે છે.

પ્ર. ૭ મો—દામાજીનો આશ્રમ દુષ્કાળ પીડિત દુઃખીજનો દામાજીએ ખોલેલી ઉદ્યોગ શાળામાં સાવિત્રી અને સ્ત્રી વર્ગ વચ્ચે ચાલતો ઉદ્યોગ સંબંધી સંવાદ મજમુદારનું વજીર સાથે આવવું ઉદ્યોગે લાગેલા અનાથોપર અત્યાચાર દામાજીએ આવી વજીરને સમજાવવા પ્રયત્ન કરવો. કચેરાટમાં ઉમેરા પ્રજા વર્ગના આગમનથી આવેશમાં આવેલા વજીરે દામાજીને કેદ કરવો.

ટેબ્લો.



# અંક ૩ જો.

પ્ર. ૧લો—જંગલના એક ખંડિએરમાં મજમુદારનું ગુપ્ત સ્થાન મજમુદારને હાથે કેદ થયેલા સંતુ અને સવિતા કિરતારની કૃતિનો વિચાર કરતાં નજરે પડે છે, મજમુદાર આવી તેને દામાજીનો પક્ષ છોડી દેવા સમજાવે છે, વફાદાર સંતુ પ્રાણાંતે પણ તેમ કરવા ના પાડે છે, આથી મજમુદાર ગુસ્સે થઈ બન્નેને સતાવે છે અને સંતુની સમક્ષ સવિતાના શિયળને નષ્ટ કરવાના નીચ વિચાર કરે છે એટલામાં મજમુદારના ભેદી સ્થળોના ભોમીયા બાલુ સાથે સાવિત્રી અને નાસીર સાથે આવી ચડે છે, નાસીર અને મજમુદાર વચ્ચે ઝપા ઝપી થતાં નાસીરના હાથે મજમદારનો નાશ ,સંતુ સાવીત્રીને મુક્ત કરી પંઢરીનાથ તરફ પ્રયાણ ત્યાંથી બેદપૂર દામાજીને છોડવવાનો નિશ્ચય કરી સર્વનું જવું.

પ્ર. ૨ જો—ભક્ત વત્સલ પ્રભુની ભક્ત વત્સલતા.

પ્ર. ૩ જો—બેદર નવાબનો દરબાર દામાજીએ ગરીબો પાસે લુંટાવેલા અન્ન કોઠારના દામ ચુકવવા વિષ્ણુનુ મહાર વેશે નવાબના દરબારમાં આવવું વજીરે યુક્તિ પુર્વક નવાબને દામાજી વીરૂદ્ધ ઉશ્કેરવો મહારવેશે આવેલા વિષ્ણુએ ન્યાયા ન્યાય સમજાવી નવાબને શાંત પાડવા પ્રયત્ન કરવો. નવાબનું ઉશ્કેરાવવું વીષ્ણુ પર ઘા કરવા જતાં શ્રીવીષ્ણુનુ અદૃશ્ય થવું અને સુદર્શનનું પ્રગટ થવું. સર્વનું ગભરાવવું.

ટેબ્લો.

પ્ર. ૪ થો—પગંચી પુરાણીએ કરેલું પાપનું પ્રાયશ્ચિત અને આખંડ પુરાણીની પુર્ણાહુતી. કોમીકનો અંત.

પ્ર. ૫ મો—નવાબનો રોનક મહેલ. શ્રી વિષ્ણુના ચમત્કારથી ગાંડો બનેલો નવાબ ઉન્માદ અવસ્થામાં મહારને શોધવાની ચેષ્ટા કરતો નજરે પડે છે એટલામાં મીરખાં દામાજીને કેદ કરેલો લઈ આવે છે અધીકારીઓના ભંભેરાવાથી થયેલી ભુલને માટે નવાબ દામાજીની ક્ષમા માગે છે અને દામ ચુકવવા આવેલા વિઠુ મહારનાં દર્શન કરવાની ઇચ્છા બતાવે છે. આશ્ચર્ય ચકિત દામાજીએ પ્રભુનાજ કામ છે એમ ધારી ખુશી થાય છે પણ નવાબના વધતાં જતાં ઉન્માદને જોઇ તેને સમજાવી પંઢરપુરના શાંતિધામ તરફ લઇ જાય છે.

પ્ર. ૬ ઠો—પંઢરીનાથનું મંદીર. ભક્ત જનોના આનંદ સાવિત્રી સંતુ સવિતા નાસીર વીગેરેનું આવવું. દર્શન કરી બેદરપુર તરફ જવા તઇયારી એટલામા દામાજીનું નવાબ સાથે આગમન સર્વના મેળાપ. દામાજીની પ્રાર્થનાથી પ્રભુએ મહાર વેશે દર્શન આપવાં. નમ્ર બનેલા નવ્વાબે દામાજીને ગુરૂ સ્થાપવો દામાજીએ હીંદુ મુસલમીનનું એકય સમજાવી ઉપદેશ કરવો સંતુ સવિતાનો મેળાપ. અંતે આનંદ સ્વરૂપનાં દર્શન ભારતી દેવીના આશીર્વચન સ સાથે ગની પુર્ણાહુતી ૐઓમ.

શાંતિ. શાંતિ. શાંતિ.

શ્રી

# દામાજી નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

સુત્રધાર— (૧)

આરાધું અખીલેશ્વર
પરમપૂજ્ય પરમેશ્વર. શ્રી.
કર કરૂણા કમળાવર
પ્રણમું પ્રાણ સુધાકર
દાતા દેવ દયા ધર
પોષક પીડ પ્રભાકર
સર્વ સ્વરૂપ મંગળકર. શ્રી.

બાળાઓ— (૨)

ધન્ય પ્રાણ અરપે પરમાર્થમાં તે ધન્ય છે
દેશદાઝ જાણે જે જન તે વીરછે

શીક્ષણોની શાળા સ્વદેશ માંહી કીજીએ
દાન દેશ બંધુને ઉદ્યમનું દીજીએ
સુસ્ત સ્વપ્ને ન થાવું ગીત દેશનુંજ ગાવું
લાભ સેવા સ્વદેશ કરી લીજીએ
ભલે હોય હીંદુ મોહમેડન કે પારસી
વળી હોય શ્રીમંત સુખીકે બીન વારસી
સહુ સંપમાં સદાય સદા એકમેક થાય
એછે સાચી પરમાર્થ પુણ્ય આરશી. ધન્ય.

દાદરા— (૩)

જમાનો આવ્યો બારીક ભાઇઓ સતકર્મો કંઈ કરો
પરોપકારથી મન ઠારીને પોતે ભાઇઓ ઠરો—જગતમાં
પાપી પ્રપંચી જાગ બીછાવે સ્વાર્થ સાધનો અધર્મ ચલાવે
ફસાવીને બહુ બહુ તે રીઝાવે સત્ય બોલતાં સદ્ય દબાવે
સાચાનો છે મરો. જગતમાં.
દૈવી સંપત્તી નાશ પામીને આસુરી સંપત્તી આવી
સદ્ બુદ્ધિને અલગ કરીને કુબુદ્ધિ દીલનાં ભાવી
આડંબર અળગો કરી ભાઇઓ ખાદી પહેરી ફરો. જગત.

સાવિત્રી— (૪)

અમે લીધી ફકીરી આ અમારા દેશને માટે
ધરી દેશ દાઝની ઝોળી અમારા દેશીઓ માટે
તમોને છો પડી ટેવો મજેદારી ઉડાવાની
અમોને એ પડી આદન વફાદારી ઉઠાવાની. અમે.
અમો મસ્તાનનાં મસ્તાનની એ ઔર મસ્તી છે
અમારી આ અમારા દેશને કાજેજ હસ્તી છે. અમે.

સંતુ— (૫)

મદમસ્ત મુર્ખ માની કેવાં કરમ કરેછે
આખર થવાનું ફાની દીલ ના તું ડરેછે મદ.
દીન ચારની ચાંદની આ ધન ધામને ધરામાં
બની અંધ ભુલી જામાં કુમાર્ગ શું સરેછે. મદ.
આ જુઠી જીંદગાની ક્ષણમાં વહી જવાની
જ્યોતી બુઝે દીવાની આશા બધી મરેછે. મદ.

મજમુન્દાર— (૬)

પાસા ફેંકીને બસ પુરા બોલાવું બોલબાલા
અંધીકાર જમાવું જબરો ખટપટના ખોળી ચાળા

બહાદુરી બતાવી ફુરબે ફુલાવતાં

બેધારી ચલાવી ચાલાકી ચલાવતા

પૈસાને પચાવી ધમાલો મચાવતા

સત્તાને સપાટે આનંદો ઉડાવતા.

ગંગા— (૭)

મારે અંગ અનંગ ન માય .... અરે હાંરે

મારૂ જોબન આ ઝોલાં ખાય .... અરે હાંરે

મળે સંગી રસીલો રંગી છબીલો ભૃંગી. ટેક.

મારૂ નાજુક યોવન જાય બન્યું નવરંગી

વાટે જતાં જુએ જો કોઈ છેલો

આંખલડીના ઇસારાથી ઘેલો. અંગ.

પુરાણી— (૮)

ચોરી લીધું ચીત મારૂં છબીલી

તારા જોબનપર જાઉં કુરબાન

ગંગા— ઘેલી કરી મને છેલા રસીલા

આપો તન મનથી આજ સ્નેહ દાન

પુરાણી—તારા નયનોને મટકે ધાયલ કીધું દીલ

પીઓ પાઓ અધર રસપાન વાહજી.

ગંગા— પ્યારા લટકે ને મટકે તાણી આર્યું ત્યાર
હું તો ભુલી ગઇ બધું ભાન
વાહજી વાહજી વાહજી વાહજી
આવો વ્હાલો મારા પ્રાણ મારા પ્રાણ હાં

વિષ્ણુ— (૯)

શોભા દીવ્ય બની
રમ્ય અભ્ર સંધ્યા પ્રગટાવે
વિશ્વ બાગ તણી.... .... ....શોભા.
મીષ્ટ પરાગ મધુ પ્રસરાવે
ઉર રેલાય અમી.... .... ....શોભા.

વિષ્ણુ-લક્ષ્મી— (૧૦)

હાંહાંરે પીયુ ભોળી ભામીનીને ના સતાવો
લોચન તારાં મદથી ભરેલાં
અંતરમાં મદ અતી ઉપજાવે
રતીરસ પાઓ મનોહારી રસાળીનારી. હાંહ રે.
શોભન શ્યામા પ્રાણને આલીંગન દો પ્રીતનાં
મોહક મંજુલ હાસ્યથી આન્દોલન દો ચીતનાં

પ્રીતી જાણી મહારાજ રીતી ન્યારી શીરતાજ
પ્રણય રેલાવો પાવો સોહાવો લ્યો લ્હાવો

સવિતા-સખીઓ— (૧૧)

મોહીની મદ ભરેલી રસીકડી ઝુલતી ઝુલામાં
ઝુલામાં .... .... ... મોહીની.
અંગ અનંગનો જંગ જામ્યો સંગ
રંગે રમે પણ શું કરે સુંદરી શ્યામા
શ્યામા .... .... .... મોહીની.
રતીપતી વીના ક્યાં રમે રસ રંગ કેલી
મેલી મર્યાદ મધુરી છેક આમને શું વેલી
પ્રીતીના તાનમાં ભુલી હું ભાનમ
ગુણીયલના ગાનમાં ક્યાં રમે રંગમાં રામા
રામા .... ... .... મોહીની.

સવીતા— (૧૨)

છોડો છોડો ને છેડ મારી

સખી—અરે વાહ વાહ

સવીતા-હારી હવે હું હારી નથી આ રીત સારી

**સખા**—બલીહારી બલીહારી ચતુરાઈ જોઈ તારી
**સવીતા**-જાશો થઇછે ભારી બળી ટેવ આ તમારી
**સખી**—હું .... .... .... ....
મળશે મધુર માનીતા સુંદર
રંગથી સંગથી કોડીલા કુંવર
**સવીતા**-હાય કયાં જાઉ મુંઝાઉં
લાગી કટારી કારી
**સખી**—ઉઈ ઉઈ.......હાય હાય.......અરે બાપરે.

(૧૩)

**સંતુ**— પરવશ તેં કીધું શું મનડું બાળા
**સવીતા**-એ પ્રેમીજનની રીત છું તમ દાસી
પ્રેમની પ્યાસી .... .... પરવશ.
**સંતુ**— શોભે ના રત્ન મોંઘાં અમદીન જનને બાળા
શાને ભોળાવો ના લોભાવો આમ
સાહસ કરતાં .... .... પરવશ.
**સવીતા**-દીનતાનાં દિન પ્યારાં છે પ્રેમી જનને વહાલાં
પોષી વીકસાવો અંતર ભાવો પ્રાણ
ના પરહરતાં .... .... પરવશ.

(૧૪)

મંઆ—પીધી પીધી પ્રેમ મદીરા મઝાની

મધુરી મદવાળી રસીક રઢીયાળી

રહી છલકાઈ હાં .... .... પીધી.

ચઢી ગુલાબી લાલી બનીછું મતવાલી

ભભક લેર ચાલી હાં .... .... પીધી.

મીઠી મીઠી મઝાની રે મઝાની

રસીલા હદ વાળી હાં.... .... પીધી.

લાલુ— (૧૫)

મારો મારો લુચ્ચો લંપટ ધાપ મારવા આવ્યોછે

બાલાજી-કાઢો અહીંથી મેથીપાક જમાડી તાજો

લાલુ-ધર્મ ઢોંગ ધુતારો કરવા કર્મ કુટીલએ ફાવ્યો છે

બાલાજી-મારો હા હા

પુરાણી-હાય મુવો કોઈ .હેલા ધાજો

ભુલ્યો હું બાપ કરો દીલને બસ સાફ

દયા લાવીને તાપ હરો આપીને માફ

લાલુ-પડી ટેવ તે ટળશે નાહી

રાણી–હવે ફરી નહી આવું આંહી

રાણુ–પુરાણ પોકળ તારૂ પાપી થશું ઉઘાડું આજ.

ફ્નીસ, બાળા— (૧૬)

આ ગયા હય કર્મયુગ, કુચ્છ કર્મ કરના શીખલો
દેશ ઔર નીજ જાતીપર હસહસકે મરના શીખલો
મારનેકા નામ મતલો પહેલે મરના સીખલો
તૈર કરવો રક્ત સાગરસે ઉતરના સીખલો
દેખના હય દ્રશ્ય ભારત વર્ષમેં યદી સ્વર્ગકા
દેશકા જો પ્રાણ ધનસે દુઃખહરના સીખલો.

અંક ૧ સમાપ્ત.



# અંક ૨ જો.

---

સાવીત્રા— (૧૭)

ધન્ય તે વીરનરો જે ધરતારે દેશ કલેશ દીલમાં
શુચશ વરમાળ વીજયની વરતારે
પ્રાણ તજી પલકમાં. ધન્ય.

પાંડવ તન પારથ પરકાજે દુષ્ટ દુશાસન દળતાં
માતૃભુમી માટે રણ રંગે ચઢી કેશરીઆં કરતાં
પુન્ય પ્રતાપી પ્રતાપ જેવા વન વન ભટકી મરતાં
જીવ જતાં નીજ જન્મ ભુમીના દરીદ્ર દુઃખો હરતાં

લાલુ— (૧૮)

જુઓ આ શહેરના શેઠીઆ
ફરે જાણે જગત વેઠીયા
બહાર બડેખાં બહાદુર થાતા
શહેરી તરીકે આગળ ધાતા
ઘુસેબધે ઘેટીઆ. જુઓ.

હું પદમાં મનડાપ મરે પણ
નારી કને ન આવે કીંમત તૃણ
લાલચમાં લેટીઆ. જુઓ.

ભારતનાં ભુષણુ પણ દુષણુ
ચઢાવી ચસમા ચીરૂટ ચુસણુ
પાપે ભરે પેટીઆં. જુઓ.

સવીતા— (૧૯)

આવો આવો મને માર્ગ બતાવો
હુ ભુલી ભમુ પ્રેમ પંથ માંહી
હુ પ્રેમના પંથને જાણું નહી જરી
રાહ બતાવોને કંથ કહી.............આવો.
મનડું મુજાયે કંઇ કંઇ થાએ
ઉરના ઉમળકા ઉરમાં સમાયે
ભેદી ભોગી ભવ સાથી મળે કોઇ....આવો.
ધીર ન ધરાયે કયાંય ન રહેવાયે
મનની બધી બાઇ મનમાં સમાયે.

સવીતા— (૨૦)

મારી ન કરો છેડ છોડો છોડોરે સખીઓ

હું છું પ્રેમ પંથથી અજાણુ જાણુ.......છોડો.

સખી—તુજ રહય ભાવ અકી નવ જુપાવ

હે લલીત લ્હાવ અમથી શું લડે

સવીતા—અલી નફ્ટ બાળ કહું વાર વાર

શીદને સતાવ ચસ્કેલ અરે

સખી—એ છે જોબનીયાનું જોર

સવીતા—શું સવાલ છે કંઈ જવાબ છે

સખી—વાહરે વાહ તારો નખરો વાહ..........છોડ.

સંતુ— (૨૧)

નયનો તલપે પ્રીય મુખ કેરી ઝાંખી કાજે

રમતી હૃદયમાં રામા ભાસે ના નજરમાં

નયનો તલપે શાંત અમી ઝરણી છાયા વાંસે

લગની લાગી લલીતા આગ વીરહની તનમાં

નયનો તલપે મુજ મન હરણી મીઠી પાસે

સવીતા--　　　　　(૨૨)

આવો પ્રેમે પધારો પાતળીયા જાઉ વારી
સંતુ—ચીત ચોંટયું તારાથી ઓ પ્યારી મારી
સીતા—આ સ્વીકારો પુષ્પોની મહેમાની
સંતુ—ન્યારી તમારી પ્યારી પ્રેમ પ્યાસી
વાહ પુષ્પોથી લીધો વધાવી
સીતા—મોહી છબીલા છબી જોઇ તારી
સંતુ—તારી તીરછી નજર માંહી જાદુ ભારી
સીતા—પ્રાણ પ્યારી તમારી કરીને બનાવો આભારી.

સવિતા—　　　　　(૨૩)

સપુત મળે જો જનને તરે તારે પરજનને.　સપુત.
નભમાં તારા ઘણા એક દીસે ચંદ્ર શોભાવે ગગનને
કુળ કૌરવ સો ભાઇ ખરા પણ ધન્ય ગંગાના તનને.

કસ્તુર—　　　　　[૨૪]

પ્યારા પુરાણીરાજ શોભી સ્હેલાણી મારા હૈયાના હારોએ
અમુલ્ય
લાલા લોભાણી આજ લોભી લકતાણી કેરા

યૌવન વાડીના ફુલ ફુલ રસીલા (૨)
મદનવેલી મદછકેલી યૌવનવેલી રસ ભરેલી
સ્નેહલતાનું જીવન ફુલ
લાલ લ્હેરી લટકાળા અંતરના આરામ. લાલ

[૨૫]

ધનપાળ-ભરાયુ ભુત ઘરમ ભારી
લાલુ— ભારે કરી ભારે કરી ભારે કરી
ધનપાળ-ફસાણી ભોળી મારી નારી
લાલુ— ભારે કરી ભારે કરી ભારે કરી
ધનપાળ-ડોળા કાઢી મોટા હાથ લાંબા કરી ખાવા દોડે
લાલુ— કાંકા મુકો પોક કાડી સીધાવ્યાં પુરાણી જોડે
ધનપાળ-અરર માડી હાય ભુવા બોલાવ ભુત ઉતરાવ. ભરાયું.
કોઇ ચંડીપાઠ ભણાવો
લાલુ— કોઈ ભુત ચડ્યું ઉતરાવો
ધનપાળ-કોઇ બ્રાહ્મણીયા બોલાવો
લાલુ— કોઇ ડાકલીયા તેડાવો વાગે ડાકલું કમ ડરરર
ડરરર ડરરર

સાવીત્રી—  [૨૬]

ખાદીકી સાડી પહેનો ભગીનીયાં છોડો બીદેશી સુંદરીયાં રામ.
ખાદીકી ટોપી પહેનો મેરે ભાઇ ફેંકો બીદેશી પાઘડીયાં રામ.
ખાદીમેં રક્ષા સમાઇ ધરમકી ચાહે હો મસ્જીદ મંદરીયાં રામ.
હીંદુ મુસલમાન દીલકો મીલા કર ખાદીસે બાંધો કમરીયાં રામ.
ખાદી હય ગાદી આબાદીકી જાનો લગાવે, લગાવે લગનીયાં રામ.
ખાદીકો શીશ ધરો દુખીકે દુખ હરો મહાત્માકે માનો બચનીયાં.

[૨૭]

સાવીત્રી—મહીલામંડળ.

કાંતો કાંતો અરેહોરે
ભારતની ભામા રેંટીઓ કાંતો

જન્મ ભુમી જગ ઉદ્ધાર માટે સાધન સઉથી પ્યારૂં.
દેશ તણી દશ વીધ લક્ષ્મીને સંભાળનારૂં સારૂં. કાંતો.

વસ્ત્ર વિદેશી વીચીત્ર વેપી ધરો દુર ધરી ધ્યાન
સ્વદેશની સુશોભીત ખાદી મહી ધરો બહુ માન. કાંતો.

બાળ યુવાનો વયો વૃદ્ધ જો ઉદ્યમ આ આચરશે
સ્વદેશ સેવા સ્નેહે કરતાં ભવસાગરથી તરશે કાંતો

# અંક ૩ જો.

---

સાવીત્રી—　　　　(૨૮)

નવ દાઝ જાણું દેશની તે જન્મ છે શા કામનો
નવ દાદ સુણું રંકની અધીકાર જાણો નામનો
નીજ દેશના બંધુ તણું દુખ જોઇ જે રડતો નથી
તે માનવી પત્થર સમો કદી સ્વર્ગમાં ચઢતો નથી.
માતૃભૂમિ કાજ અરપે પ્રાણ તે જન અન્ય છે
દેશ કાજે ઝુઝતા તે વિર નરને ધન્ય છે.

[૨૯]

દીલ દેદીયા હય ઉન્કો દેખે યો કયા કરેંગે
રખતે હય દીલકો દીલમેં યાકે જુદા કયા કરેંગે
અયશા હે દુશ્ન હમકો દીદાર ગર ન દોગે
બનકર ફકીર તેરે દર પર સદા કરેંગે
કર બેવફા ખુશીસે દીન રાત બે વફાઇ
હમ હય વફા કે આદી હમતો વફા કરેંગે



વીણા— [૩૭]

ધન્ય ભકત અંતર તુજ પ્યારૂ
સકળ સ્રષ્ટી સમ મય જોનારૂ
ટેક એક તુજ મનની જોઇ
સુખકર સુજાણુ નહી હું અજાણુ
મુજ અંતરમાં નીશદીન રાખું
દાસ બની દુઃખ દળદર કાપું
આપું સ્થાપું અમરાપુર ધામ
કીરણો પૂર્ણ રવીતણા જગમાં પ્રસરે જેમ
મુજ ભારતના તનપરે ધાઉં ધરી દીલ રહેમ

પુરાણી, ગંગા, કસ્તુર— [૩૮]

લટકે લોભાવી લાલા, ભરમાવી આ ભોળી ભામા
નેનોને નચાવે ચાતુર સમજાવી આ શાણા શામા
છોડોને છેડો મારો મરવાનો આવ્યો વારો
વાહરે વાલમજી મારા વાહવા નખરાળા કાળા
મને ભુખે કંઈ કંઈ થાય અરે
પાણી વીણ જીવડો જાય અરે

ગોથાં ખાયછે શીદને હવે જગનાથને ભજને

હાંહાં જીવનજી મારા

હાં મુકી ઘો કેડો મારી મા. લટકે.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

